॥ ॐ ॥

॥ ॐ तत्सत परमात्मने नमः ॥

# વીર રમણી.

નાટકનાં ગાયનો તથા ટુંકસાર.

## શ્રી દેશી નાટક સમાજ.


છપાવી પ્રસિદ્ધ કરનાર.

હરગોવિંદદાસ જેઠાભાઈ શાહ.

માલીક--શ્રી દેશી નાટક સમાજ.

ઠે. વિકટોરીઆ થીએટર ગ્રાન્ટરોડ પીલહાઉસ

સંવત ૧૯૮૭ મુંબઈ. સને ૧૯૩૧

આવૃત્તિ ૨ જી ) ( પ્રત ૨૦૦૦


કિંમત ચાર આના.

---

આ ચોપડી શ્રી જૈન એડવોકેટ પ્રીન્ટિંગ પ્રેસમાં **વાડીલાલ**
**બાપુલાલ શાહે** શ્રી દેશી નાટક સમાજને માટે છાપી
ઠે૦ ઘીકાંટા જેશીંગભાઈની વાડી—**અમદાવાદ.**



॥ ઓમ તત્સત્ પરમાત્મને નમઃ ॥

# વીર રમણી.

નાટકનાં ગાયનો તથા ટુંક સાર.

---

સ્વર્ગસ્થ સાક્ષર ડાહ્યાભાઇ ધોળશાજી ઝવેરી સંસ્થાપિત.

## શ્રી દેશી નાટક સમાજ માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર

### હરગોવિંદદાસ જેઠાભાઇ શાહ.

માલેકઃ—શ્રી દેશી નાટક સમાજ.

ઠે૦ વિકટોરીઆ થીએટર પીલહાઉસ ગ્રાન્ટરોડ-મુંબઇ.

---

સંવત ૧૯૮૭ ( પ્રત ૨૦૦૦ ) સને ૧૯૩૧

---

કીંમત ચાર આના.

# વિજ્ઞાપ્ના.

**સુજ્ઞ પ્રેક્ષકો.**

આજે આપની દ્રષ્ટી સમક્ષ અમારો નુતન નાટય પ્રયોગ 'વીર રમણી" રજુ થાય છે આપણા આર્યાવર્તમાં એકજ એવી વીર-નારી થઇ છે કે જેનું પવીત્ર નામ આપણા હિંદુસ્થાનમાં ગૌરવશાળી ઇતિહાસમાં ચીર સ્થાઈ છે. તે વિરાંગના મધ્ય હિંદુસ્થાનમાં આવેલા ઝાંસી સંસ્થાનની મહારાણી લક્ષ્મીબાઈ છે કે જે મહાદેવીના સમયમાં સને ૧૮૫૭ ની સાલમાં હિંદુસ્થાનનું વાતાવરણ પલટાયું. અને તેજ સમયથી બ્રીટીસ સલ્તનનું સામ્રાજય આખા હિંદુસ્થાનમાં સ્થપાયું.

આ દીવ્ય દેવાંગના વીર રમણી લક્ષ્મીબાઈનું જીવન ચરીત્ર ભાગ્યેજ કોઇકની અજાણમાં હશે. જે આપણા આજના નાટય પ્રયોગની નાયિકા છે.

હવે વધુમાં જણાવીશું કે સ્વર્ગસ્થ જૈન સાક્ષર રત્ન ડાહ્યાભાઇ ધોળશાજી ઝવેરી સંસ્થાપિત શ્રી દેશી નાટક સમાજની દૈવી રંગ ભુમી ઉપર આજ દીન સુધીમાં જે જે નાટકો સ્ટેજ કરવામાં આવ્યા છે તે આપણા ભારતનાં દરેક પુરૂષો, સ્ત્રીઓ બાળકો અને વિદ્વાનો તેમજ અજ્ઞાન માણસો પણ સહેલાઇથી સમજી શકે તેવી સાદી સરળ અને શુદ્ધ ગુજરાતી ભાષામાં લખાયલાં છે અને તેથીજ તે દરેક નાટકો મોજીલી કદરદાન પ્રજામાં સંપૂર્ણ આદરને પાત્ર થાય

છે તેવાજ રીતે આજના આ નુતન નાટય પ્રયોગમાં કેટલાંક યુરોપીઅન પાત્રોનો સમાવેશ છે અને તે પાત્રોના મુખમાં અંગ્રેજી અથવા ભાંગી તુટી ગુજરાતી ભાષા હોવી જોઇએ. પણ દરેક બાળકો તેમજ સ્ત્રી પુરૂષો સહેલાઇથી સમજી શકે એવા પવીત્ર હેતુથી આ નાટક શુદ્ધ ગુજરાતી ભાષામાં લખાવી સ્ટેજ કરવામાં આવ્યું છે. તો અમારા કદરદાન પ્રેક્ષક વર્ગ આજના નાટય પ્રયોગમાં ભાષાનો દોષ ન ગણતાં નાટકની વસ્તુને યોગ્ય ન્યાય આપશે તો અમો અમારો પ્રયત્ન સફળ થયો સમજીશું એજ વિનંતિ.

મુંબઇ પ્રીન્સેસ થીએટર.
તા. ૧૬ મા એપ્રીલ સને ૧૯૨૬

લી૦
**શ્રી દેશી નાટક સમાજ.**



શ્રી

# પાત્ર પરિચય.

---

**ગંગાધરરાવ**—ઝાંસીનો રાજા

**દામોદરરાવ**—તેમનો બાળ યુવરાજ ( દત્તક )

**મોરોપંત (મામા સાહેબ)**—લક્ષ્મી દેવીના પીતા

**રાવસાહેબ (પેશ્વા ધોંડુપંત)**—પેશ્વાવંશનો છેલ્લો પદભ્રષ્ટ રાજા

**બંગેજ**—લક્ષ્મીદેવીનો વફાર ગોલંદાજ.

**મેજરમાલ્કમ**—મધ્ય હિંદના પોલીટીકલ એજન્ટ.

**મેજર એલીસ**—ઝાંસીનો ન્યાય પ્રિય રેસીડેન્ટ.

**હેસ્ટી**—એક લશ્કરી અમલદાર.

**સરહ્યુરોઝ**—એક મ્હોટો લશ્કરી અમલદાર.

**સદાસીવ**—ગંગાધરરાવનો નિમકહરામ પીત્રાઈ.

**માનાજીરાવ**—ગંગાધરરાવના અધમ માનકરી.

**રાજા યશવંતરાવ**—ઝાંસી તાબાનો એક નાના સંસ્થાનનો જાગીરદાર

**પ્રતાપરાવ**—યશવંતરાવનો પુત્ર.

## સ્ત્રી પાત્રો.

**લક્ષ્મીદેવી**—ઝાંસીનાં મહારાણી ( વીર રમણી )

**માધવી**—પેશ્વાની પ્રિયતમા

**એડીલા**—યશવંતરાવનું પ્રેમી બુલબુલ

**રાણી**—યશવંતરાવની રાણી.

**સ્થળ**—ઝાંસી, ગ્વાલીયર, કાલ્પી અને આજુબાજુનો પ્રદેશ.



શ્રી ૧।

# વીર રમણી.

## નાટકનો ટુંક સાર.



## અંક પહેલો.



### મંગળાચરણ અને વસ્તુ સૂચન.

**પ્રવેશ પહેલો**-ભયંકર કારાગર, કેદી પેશ્વાકુમાર માનવી વારાંગનાના વેશમાં કળાબળથી પેશ્વાકુમારને છોડાવવા.

**પ્રવેશ બીજો**-માલ્કમ તથા એલીસ વચ્ચે રાજકારભાર સંબંધી વાતચીત.

**પ્રવેશ ત્રીજો**-ગંગાધરરાવનો મહેલ સંસાર સફરના કિનારપર આવી જીંદગીનો છેલ્લો દમ ખેંચતો ગંગાધર પોતાના દત્તક પુત્ર દામોદર તથા લક્ષ્મી માટે મોરોપંત, અંગ્રેજ તથા એલીસ સાહેબને ભલામણ—એલીસ અભયદાન આપે છે.

મોરોપંત ભીષ્મપ્રતિજ્ઞા કરે છે. ગંગાધરરાવનું પરલોકપ્રયાણ.

**પ્રવેશ ચોથો**–(કૉમીક) જાગીરદાર યશવંતરાવનો પુત્ર પ્રતાપ-રાવ વિલાયતથી એડીલાને હિંદની હવા ખાવા લઈ આવેલ છે. બન્નેમાં અરસપરસ મજબુત પ્રેમ દરમ્યાન એડીલા અને યશવંતરાવની મુલાકાત યશવંતરાવ વિલાયતી ભાષાના જવાબ આપી આપીને થાકી જાય છે.

**પ્રવેશ પાંચમો**–મેજર માલ્કમની છાવણી, માલ્કમ અને એલીસની ચાલુ રાજતંત્ર વિશે વાતચી કરતાં ઝાંસીના વાતાવરણ ઉપર ઉતરી પડવું સત્તાના ગુમાનમાં માલ્કમના કઠોર વિચારો દાને અને ડાહ્યો એલીસ દેશની પરીસ્થિતીપર ધ્યાન ખેંચાવી કાયદાના બંધનો ઢીલા કરવા સૂચવે છે. એલીસ અને માલ્કમ વચ્ચે વિખવાદ. એલીસે રાજીનામું આપવું.

**પ્રવેશ છઠ્ઠો**–પેશ્વાઈ બગીચો–પેશ્વા અને માધ્વી વચ્ચે પ્રણય બંધન–અંગ્રેજનું અભીનંદન.

**પ્રવેશ સાતમો**–લક્ષ્મીમંદીર-મિત્ર સરકાર દત્તકપુત્ર દામોદરને પોતાની સાથેના કોલકરાર મુજબ ઝાંસીની ગાદીએ બેસાડશે-એવી અંધ શ્રધાળુ લક્ષ્મીદેવી–અંગ્રેજો સામે શસ્ત્ર ઉંચકવા પોતાના પીતાને પણ તીરસ્કારી રહી છે ત્યાં માલ્કમ લશ્કર સાથે આવી ઝાંસી ખાલસા થયાના સમાચાર સંભળાવે છે–મીત્ર સરકારને ખોળે માથું

મુકી વિશ્વાસ રાખી રહેલી લક્ષ્મીદેવીના જીગર ઉપર વજ્રાઘાત મોરોપંત ક્રોધીત થાય છે. માલ્કમ અને મોરોપંત વચ્ચે ચકમક ઝરે છે.

**પ્રવેશ આઠમો**-(કોમીક) યશવંત અને એડીલા વચ્ચે દેશી અને વિદેશી પ્રેમના તોફાન યશવંતરાવ વિલાયત જવા ઇચ્છા કરે છે. તેની અરજ માન્ય રાખી તેને સરકારી દફતરમાં દાખલ કરે છે.

**પ્રવેશ નવમો**—અરણ્ય-પેશ્વા અને માધવી શત્રુના સૈન્યને અજાયબ યુક્તિથી લૂંટે છે અને ત્યાં મોરોપંતની મુલાકાત થતાં પેશ્વા તેની સહાયથી ભયંકર યુદ્ધ દાવાનળ જગાડવા પ્રતિજ્ઞા લે છે.

**પ્રવેશ દશમો**:-ઝાંસીમાં લક્ષ્મીદેવીનું નિવાસ સ્થાન—ઝાંસી ખાલસા થતાં અને પેન્સન પણ અટકાતાં ભોળી આર્ય રમણી લક્ષ્મી-વી ઘરખરચ ચલાવવાની ભારે મુશીબત ભોગવી રહી છે. ત્યાં દામોદરને જનોઇ દેવાનો પ્રસંગ આવતાં પોતાના પતીના મિત્ર સરકાર પાસે પૈસાની મદદ માંગે છે માલ્કમ નકટ જવાબ આપે છે. પતિએ મિત્ર માનેલી સરકાર સાથે મીત્રતા જાળવવા આખા દેશથી અને આપ્તજનોથી વીરૂદ્ધ પડી રહેલી લક્ષ્મીદેવી કફોડી દશામાં આવે છે. માલ્કમ એક પાઈ પણ નહીં મળે તે ઉપરાંત લક્ષ્મીદેવી પોતાના સ્ત્રી ધનના અલંકાર પર દ્રવ્ય માગે છે તે પણ ના આપતાં અલંકારો જપ્ત કરે છે તેટલામાં વફાદાર બંગેજ આવી રાજમાતાના અલંકારો ઝુંટાવી લે છે. દરમ્યાન બળવાખોરો

 

કે જે લક્ષ્મી બ્રીટન સરકારની દોસ્તી જાળવી રહેલી હોવાથી લક્ષ્મીના પણ કટ્ટા શત્રુ બન્યા છે. તે ધસી આવી લક્ષ્મીદેવીના મ્હેલને ઘેરી વળે છે, અને માલ્કમને મારવા ધસે છે. માલ્કમ લક્ષ્મી પાસે જીવતદાન માગે છે. ઉદારચિત આર્ય વિરાંગના માલ્કમને પોતાની દેવી મૂર્તિના સુરંગદ્વારા પસાર કરે છે. અને બંડખોરોના તોફાન સામે ઉદાર વીર રમણીના હાથે અંગ્રેજ અફસર માલ્કમનો અજાયબ રીતે બચાવ.



# અંક બીજો.



**પ્રવેશ ૧ લો**—રસ્તો—મેજર માલ્કમ તથા દેશદ્રોહી સદાશીવની મુલાકાત કુટુંમ દ્રોહી સદાશીવના હાથે ફાંસીની દુર્દશાની શરૂઆત.

**પ્રવેશ બીજો**—જીતેલો બંડખોર પેશ્વા લક્ષ્મી દેવીની મરજી વીરૂદ્ધ દામોદરરાવને રાજ્યાભિષેક કરે છે લક્ષ્મીદેવી જ્યાં લગી પોતાની મીત્ર બ્રીટન સરકાર દામોદરને ગાદીએ ન બેસાડે ત્યાં લગી રાજ સિંહાસનને સ્પર્શ કરવા અગર તે તરફ નજર પણ ન ફેંકવા દામોદરને હુકમ કરે છે.

**પ્રવેશ ત્રીજો**—ભલો સરદાર એલીસ લક્ષ્મી દેવીએ તેને તેમજ કેટલાંએ અંગ્રેજ કુટુંબોને બંડખોરના પંજામાંથી બચાવવા જીવ સટોસટની રમતની યાદ દેવરાવી તેને સીધે રસ્તે દોરવા તથા લક્ષ્મી દેવી ઉપર કાંઈક રહમ દરશાવવા માલ્કમને સમજાવે છે. પણ માલ્કમ લક્ષ્મીદેવીનું નામો નિશાન દુનીઆ પરથી નાબુદ કરવાની તઈયારી કરે છે.

**પ્રવેશ ચોથો**—વિલાયતમાં યશવંતરાવની ફજેતી પર ફજેતી અને રાણી સાથે કલેશ.

**પ્રવેશ પાંચમો**—દામોદરના જનોઈના મંગલ પ્રસંગની તૈયારી ત્યાં મેજર માલ્કમ લશ્કર સાથે આવી મંડળને ઘેરી વળે છે. અને લક્ષ્મીદેવી તથા દામોદરને કેદ પકડવા તૈયારી કરે છે પોતાના પતીની મીત્ર સરકાર સાથે પ્રાણુના ભોગે પણ મીત્રતા જાળવા રહેલી નીર્દોષ લક્ષ્મીદેવી ઉપર જુલ્મ થતો જોઇ મોરોપંત ઉશ્કેરાય છે માલ્કમ તેને પણ કેદ પકડવા તૈયાર થાય છે મીત્ર સરકાર સાથે પ્રાણુના ભોગે પણ મીત્રતા જાળવી રાખનાર લક્ષ્મીદેવી ઘોર અન્યાય અને જુલ્મથી આવો નીષ્ઠુર બદલો મળતો જોઈ અહિંથીજ પલટાય છે. હું માહારાણી છું મારા પીતાને કેદ કરવાની તમારી સત્તા નથી એમ જણાવી વિરૂદ્ધ પડે છે. છતાં માલ્કમ પોતાના લશ્કરને હુકમ આપે છે. જેથી લક્ષ્મીદેવી પણ ઉશ્કેરાઈ પોતાના લશ્કરને હુકમ આપે છે માલ્કમ અને મોરોપંત વચ્ચે સખ્ત ઝપાઝપી માલ્કમનું પ્રસ્થાન

**પ્રવેશ છઠ્ઠો**—પેશ્વા કુમાર તથા માધ્વીની પ્રેમ ચેષ્ટા.

**પ્રવેશ સાતમો**—ખુનખાર લડાઈ ચાલી રહી છે દેશી સૈન્ય હવે નાશ પામ્યું છે માત્ર મોરોપંત અને બંગેજની બહાદુરીથીજ ઝાંસી ટકી રહ્યું છે આ અણીના પ્રસંગે ચાણુક્ય બુદ્ધિમાન મોરોપંત બંગેજની મદદ માંગી લક્ષ્મીદેવીને વચન લઇ બંધનથી બાંધી લઇ લાચાર બનાવી દામોદર સાથે બળાત્કારે ન્હસાડે છે અને પછી બંને બહાદુર વીરમર્દો મોત સાથે રમતો રમવા માંડે છે.

**પ્રવેશ આઠમો**—(કોમીક) યશવંતરાવના મહેલમાં જુની રાણી અને પેલુ વિલાયતી બુલબુલ બેડીલા એ બંને વચ્ચે ચકમક ઝરે છે

દેશી રાણીનો રાજાપર રૂઆબ એને પ્રતાપે એડીલા પરથી પ્યારનો ઓજે પોતાની મહોરદાર ઉઠાવી લેવા રાજાપર મોકલેલી નોટીસનો જવાબ.

**પ્રવેશ નવમો**—સુરારમાં પેશ્વાની છાવણી ઉપરા ઉપર મળેલી જીત અને લુંટથી ગર્વાંધ બનેલો પેશ્વા અને તેના બંડખોરો એશ આરામ તથા વિલાસમાં મસ્ત બની ગયા છે. ત્યાં લક્ષ્મીદેવીનું આગમન અને ભાવી ભયનું ભાન કરાવવું. લક્ષ્મીદેવીને જોતાંજ સૌ સાવધ થાય છે. ત્યાં બંડખોરોને શોધતું માલ્કમનું લશ્કર આવી લાગે છે પેશ્વા ભયાનક સંગ્રામમાં નાશી જાય છે અને લક્ષ્મીદેવીની વીરતાથી હતાશ બનેલો માલ્કમ આહીંથી પસાર થાય છે. વીર રમણી લક્ષ્મીદેવીએ વર્તાવેલો કેહેર.



# અંક ત્રીજો.

**પ્રવેશ પહેલો**—ઝાંસીનો શંકર કીલ્લો અને મેદાન, ઝાંસીના બચાવ સંબંધી મોરોપંત અને બંગેજના વિચાર રાજદ્રોહી માનકરી માનાજીરાવને મોરોપંતના હુકમથી ઠાર કરવો, અને તેનું નિમકહરામ મસ્તક માલ્કમને ભેટ કરવા મોરોપંતનું વિદાય થવું.

**પ્રવેશ બીજો**—માલ્કમની છાવણી માનાજી માનકારીના માથાની ભેટ સત્ય ધર્મ અને ન્યાયનાં સાચા સુત્રોનાં ઉપરાઉપરી સવાલ પુછી મોરોપંત માલ્કમને અકળાવે છે પરિણામે મોરોપંત અને માલ્કમનું યુદ્ધ અંગ્રેજ અફસરના ખુનના ગુન્હા માટે મોરોપંત તથા બંગેજનું સર હ્યુરોઝના હાથે કેદ પકડાવું. ટેબ્લો.

**પ્રવેશ ત્રીજો**—( કોમીક ) યશવંતરાવ ઉપર તેના કુમાર પ્રતાપરાવે પોતાની માશુક હજમ કર્યાં બાબત ફરીઆદ કરી છે. તેનો ખાનગી નીકાલ કરવા એલીસ આવે છે અને એડીલાને એક બદમાસ ઓરત તરીકે ઓળખાવે છે, છતાં ગોરી ચામડીનાં મોહમાં યશવંતરાવ ( રાજા ).

**પ્રવેશ ચોથો**—ઇંગ્લીશ કોર્ટ માલ્કમની જગ્યા ઉપર ન્યાય મુર્તિ એલીસની નીમણુંક અંગ્રેજ અફસરના ખુનનો કેસ મોરોપંત

તથા બંગેજનો ખુની તરીકે એકરાર. ન્યાયમુર્તિ એલીસના માથે દુઃખભરી ફરજ, ન્યાયમુર્તિ એલીસ ન્યાયનાં બંધનો સાંભળી ફાંસીની સજા ફરમાવે છે, અને હિંદના તે બંને વિર રત્નો માટે દયાની પ્રાર્થના કરવા એલીસ પોતેજ વડી સરકાર તરફ રવાના થાય છે.

**પ્રવેશ પાંચમો**—[કોમીક] હેસ્ટ્રી સમક્ષ એડીલાનો કેશ ચાલે છે. ત્યાં એડીલાનો અસલ પતિ મી૦ સ્કોપ હાજર થાય છે. હેસ્ટ્રી એડીલાને તેના અસલ પતીને સ્વાધીન કરે છે મુર્ખ યશવંતરાવ પોતાનું માનીતું બુલબુલ આ રીતે પાંજરામાંથી ઉડી જવાથી અફસોસ કરતો રહી જાય છે.

**પ્રવેશ છઠ્ઠો**—મેદાન. મોરોપંત તથા બંગેજને ફાંસીની તૈયારી મેજર એલીસ વડી સરકાર પાસેથી માફી પત્ર લઇ વખતસર ન આવી શકવાથી હેસ્ટ્રી, રાણી પોતાનો પ્રાણ બચાવવા નાસી ગઇ કહી મોરોપંત તથા બંગેજને ફાંસી દેવા જાય છે ત્યાં લક્ષ્મી વીફરાયલી વાઘણ આવે છે. મોરોપંત તથા બંગેજને છોડાવે છે, રોઝનો હલ્લો લક્ષ્મી સદાશીવના હાથે દગાથી ઘાયલ—દામોદરનું આવવું. કલ્પાંત સદાશીવ દામોદરને મારવા ધસે છે. બંગેજનું ઘાયલ સ્થિતિમાં આવવું. સદાશીવ ઠાર, બંગેજ ઉપર હ્યુ રોઝનો બહાર—બંગેજનું પડવું. દામોદરને મારવા જતાં લક્ષ્મી ઝનુનમાં-હ્યુ રોઝનો ગોળી બહાર-મોરોપંતનું ઘાયલ થઇ આવવું. ભારત માતાને પ્રણામ

ફરી સ્વર્ગે વીચરતો મોરોપંત-બાદ એલીસનું વડી સરકારનું માફી પત્ર લઈ આવવું. પણ સર્વ નાશ જોઇ દીલગીર, દામોદરને બ્રીટીશ સલ્તનતની દેખરેખ નીચે દત્તક તરીકે સ્વીકારી ઝાંસીની ગાદી ઉપર સ્થાપવાનું વચન આપી લક્ષ્મીદેવીને સંતોષવી. લક્ષ્મીદેવીનો સ્વર્ગવાસ, એલીસનો અફસોસ, દામોદરને તાજ પહેરાવરો.

# શાન્તિ. શાન્તિ. શાન્તિ.



॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

# શ્રી 'વીર રમણી' નાટકનાં ગાયનો.

## અંક પહેલો.

### સ્તુતી

શું વાગે ડમરુ હર હર દીગંબર
શંકર ત્રીશુલધર સુખકર શંભુ વિપદહર સુરવર તું...
ગુની મુની ગાવત વિદીત તું શકલ વેદ
ભેદ નવ જાનત પર અપર અમર પ્રભુ......
નેતી નેતી નીગમ અગમ અભરા ભરણ
ભવ ભંજન રંજન જન મન કરતું કમલ ધવલ
વદન વસ્તુ......                 વાગે......

બાળાઓ—                 ૧

જ્યાં સુધી ન મળે જન્મ ભુમીમાં સ્વતંત્રતા
સુજ્ઞ પુરૂષો શાન્તીથી ક્ષણએ ન બેસતા
કોઇ દેશ પ્રેમી વિરલા સર્વસ્વ ત્યાગતા
સમજીને સ્વધર્મ કારાગ્રહે નીવાસતા

દેશ દાઝે નીજ દેહનાં બળીદાનો અર્પંતા...સુજ્ઞ.
વીરનારી વિર હાકથી ધરા ધરૂજાવતી
રણક્ષેત્રે મહાવીરોને પણ લજાવતી
વીર રમણીનાં ગાને નવે ખંડ ગાજતાં......સુજ્ઞ.

માધવી— ૨

દોહો-હું પ્રેમી છું પ્રીતની પ્રેમ રદયનો હાર
પ્રેમ પ્રેમ બસ પ્રેમના પ્રેમતણો અવતાર

છોટી ઉમર મેરી બારા બરસકી જોબન આયો ધાય
અંગ અનંગ તરંગ રંગ રહયો જીગરમે જંગ મચાય
બીથા મય કીસકો કહું સુનાય...

દરદ અનેખો અનલ સરીખે જર જર જીયારા જાય
ઉભરો ઉભરો જાય જોબનવા લુંટો લાવ કોઈ આય...બીથા
દીલે નાદાનકો સમજાઉ પરનવો સમજે તડપ તડપ કે
તડ઼ાજા કરે વો બેસમજે

મીલાદો ઉસ્સે કહે જો હય હમારા બીરમીલ
ખટકા રહા હય જીગરમે મેરે કાતીલ કાતીલ
જાકી તીરછી નજરીયાં સાંવરીયાં સેજરીયા સોલાવો
ગુઈયાં-હો...

એડીલા— ૩

અલબેલી રંગીલી ઝુકી પડી આ જોબન ડાળી
લચકી પડીરે લચકી પડી અરે વાહ અરે વાહ
ખીલી મારી ડાળીરે મળે કોણ માળીરે
કરે રખવાળી રૂપાળીરે અરે વાહ
શોધુ હીન્દી આશકનો શીકાર હું
ફરાય ના હરાય ના શીકારના વિચારમાં...અલબેલી

યશવંત—એડીલા- ૪

એડીલા—રાજા તમે રઢીયાળા માર્યા મદનના ભાલા
યશવંત—મદમાતી મન હરનારી કાયા કોમળ આ તારી
એડીલા—બ્યુટીફુલ એટીકેટ શીખી જાઓ મહારાવ
તનમન ધન કુરબાન
યશવંત—વાહરે વિલાયત વાહવાહ
તારા પ્રેમે પડયો છું માંદો મડમડી મુલતાની
જાણે ઉગ્યો પુનમનો ચાંદો મડમડી કુલદાની

એલીસ—　　　　૫

જોયા ઈન્ડીયામાં નીખાલસ લાખ લોકો ઈન્ડીયન
મીત્રતાને જાળવી જાણે શુરા આ ઈન્ડીયન...જોયા
નેકી ટેકી મહ હરદમ મીત્ર સાચા ઈન્ડીયન
શીર ગુમાવે સત્ય માટે શુર સાચા ઈન્ડીયન....જોયા
જાન દેતા દમ બદમ છે દેવ જેવા ઈન્ડીયન
બેવફાઈ છોડ બ્રીટન જીગરપર ધર ઈન્ડીયન....જોયા.

પેશ્રા—　　　　૬

વિધી તારી કળા નહિ કોઇ કળે
વિધી લેખ લખેલા કેમ ટળે....વીધી.
ભુપતી પલકમાં રાંક બનાવે
રંક અમીર તું બનાવે......
તારો અમલ ઉપવન જળ સ્થળમાં
આ શંકા હવે કયારે ટળે......તારી.

પેશ્રા-માધવી—　　　　૭

આવો મન મોહન રસ ભીના
રમણ રસીલા નયન નગીના

અધર અમર રસ પાઓ અમીના
વીનયની વીણા પ્રણય પ્રવીણા
સુખદ સુભટ નરવીર મદઘેલા
હૈયે વસેલા છો અલબેલા
આ તનવાડી તમ કાજે ખીલાવી રતી રસ રાજે
તાપ સમાવો અમ તનના તરસ્યા ચાતક પ્રીય સરનાં
સુખ સાંભળી આપ ચરણમાં
સ્નેહ સદનના શીતળ પવનમાં

**એડીલા--** ૮

ગજબ છું હું અલબેલી નાર જોઇ આ જોબન બાગ બહાર
મધુકર ઉડે અપરંપાર....
કોઈ મીસ્ટર થાય રજીસ્ટર એડીલાને નામે
યૌવન ફળ ખવરાવું મીઠાં જુગતી જોડી જામે
અંગમાં અનંગ તણો ચમકાર
રહૃદયમાં પ્યાર તણો રણકાર

**યશવંતરાવ--** ૯

અરે વાહરે બટુકડી જોડી તારૂં જોબીનીયું હૈયું હરખાય
મને છોડી અલી છોકરી છટકીને છેતરીને કેમ કરી જાય.

રૂપનો અંબાર છે બંદુકનો બાર છે
મારી મડમનો જાણે અવતાર છે

**દાસી**—અક્કલ પર આપની ઇશ્વરનો માર છે.
ઘરડા ઘુવડ તને લાખો ધીક્કાર છે
( છોડ મને છોડ )

**યશવંત**—હુંથી માયા તું જોડ

**દાસી**—મુકો રાજાજી ખોડ

**યશવંત**—કાઢો તરૂણી કંઈ તોડ

**દીવાન**—લોક લાજ રાજ તાજ જાય ભલે જાય.

**યશવંત**—લાગી લ્હાય હઈયે હાય અરે હાય હાય હાય અરે



# અંક બીજો.

**એલીસ—** ૧૦

હિન્દના હિન્દી તમે શાને સુતા છો નીંદમાં
આંખ તો ખોલી જુઓ શી હાક વાગી હિન્દમાં...
ધર્મ માટે પ્રાણ અર્પણ જે કરે વિરાંગના
તે તમારા દેશની લક્ષ્મી સમી વિરાંગના...
આખા જગતમાં એક ટેકી ફક્ત હિન્દી નાર છે
એ નારની સચ્ચાઈપર આ હિન્દનો ઉદ્ધાર છે...

**રાણી-યશવંત-દીવાન- ૧૧**

**રાણી**—કેવી આ વિલાયત નવાઈની વાત
**યશવંત**—ક્યાંથી આવી સાથ આ તો કમજાત
**રાણી**—રહેવા દયો શાને કરો ખોટા ડોળ
**યશવંત**—પરાણે વળગ્યું દેશી આ ઝોડ
**રાણી**--રાજાને કેવા ગણે જાણે મજુરીયા
**યશવંત**--છાની છાની રહે યુરોપમાં
આવી કરે છે હસી વાત...કેવી.
હલકે હલકે હૃદય છલકે કોઈ કામણ કરનાર
એમ કેજો.......

દીવાન હાય હાંય જુઓ રાજા રાણીના બખેડા
જેમ લડે ગધેડી ગધેડાં હાય હાય

યશવંત—ચાલી જા દેશમાં દેશી મડમ તું
તને મારી લાત કાઢું હું આજ

રાણી—દેશ છોડી વર્ષ વેચવા આવ્યા વિલાયત....કેવી

છોકરીઓ— ૧૨

રૂડા વાઘા દામોદર શોભાવશેરે
મારા લાડકડા બ્રહ્મચારી આવો આવો માંડવેરે
રૂડાં વાજાં રૂડાં વાજાં મોરોપંત વગડાવશેરે
મારા માનીતા મહારાજા મંડપમાં આવશેરે

સખીઓ— ૧૩

અવનવા આ શા ચાળા કેમ કરતી તું બાળા
કે બીકણુ બની કેમ જુએ આમ તેમ કહેની
[અલી કહેની]......અવ૦
ગયા રસ રાજ ક્યાં તારા........
તરછોડી અમને તું ગઈ હતી પ્રીયતમની પાસે
બ્હેની તું કહેની કંઈ દર્દ થયું અમને તો ભાસે

જોઈ જોઈ તુજ અંગ સખી સહુ દંગ
અમુલો જંગ કરી વળી વળી રહૃદયમાં કેદ કરી
તું લાવી વ્હાલા...અવનવા૦

**માધવી સખીઓ— ૧૪**

**સખીઓ**-પ્રીતલડી કોની સંગે કરી કે વ્હાલમ
જોયા વીણ તું વરી...
**માધવી**-સ્વપ્નમહી કોઈ વીરલજ વનમાં સખી
વિણ હું વીચરી
કો બળવાને બાળા અબળાનું મનડું
લીધું હરી....પ્રીતલડી....
એકલડી મુજને નીરખી મૃદુ હાસ્ય
કરી નરહરી
મુજ પડખે આવી પ્રીતેથી આપ
રહૃદય પર ધરી...પ્રીતલડી...
પ્રેમ અમીરસ પીવા અધર પર
અધર ધરે ફરી ફરી
અનંગ રંગની રેલ રેલતાં શ્રમ
સ્વેદે ગઈ ભરી...પ્રીતલડી....

**પેશ્વા-માધવી—** ૧૫

અંગે અંગોનાં થયાં અજબ તેજ હથીયાર
મંદમંદ મુસકાય છે મનમથનો એ વિકાર
ગુણીયલ છો મમ ઘેરની લક્ષ્મીનો અવતાર
અધરામૃતના પાનથી અમર કરો આ વાર
મારા શામળીયા સુજાણ પ્રાણ નયન બાણ મારી
મને ઘાયલ બનાવી કે મુજને ઘાયલ બનાવી (૨)
રસીયા રૂપાળા.... .... ... ...
મનહરણી બાળા ... .... ...
મોહન મોતીની માળા છેલ છોગાળા દીલ હરનારા
નટવર નંદ દુલાર લગની લાગી લાલથી....મારા

**એડીલા—** ૧૬

હારે કોઈ લેજોરે પ્રેમઘેલું જોબનીયું
લઇ દીલડાંનાં દાન....દઈ દેજો.......
મનડાં હરનારી આમ ચટકેથી ચાલી ચાલ
મુખ મટકેરે મુખ મટકેરે.......
હલકે હલકે રહ્દય છલકે કોઈ કામણ કરનાર
એમ કેજો........

૧૭

રાણી—ગોરી છટકેલી આજે તું આવી લાગમાં
ફુલીગુલીને ફરતી ફેશન બાગમાં
એડીલા—ખરેખર રાણી હું ખટકી છું તારી આંખમાંરે
નીસાસા નાંખ માં
રાજા—તોપ માર તું ધનનનન પીસ્તોલ માર તું સનનનન
આ જુની રાણી જાય મરી તો રહેશું
પરદેશી લેડીના પ્યારમાંરે
એડીલા—ડીયર લઉં વારણારે
રાજા—લેડીના પ્યારમાંરે હાં ખંજર માર નારે

નાયકાઓ— ૧૮

મને છોડો છાતી મારી ધમકતી રંગીલા રસીલા સૈયાં
કર છોડો હુ હારી બીચારી છબીલા છો ઠગારા
મારી ચોળીના બંધ તુટી જાશે......રંગીલા
આંખ તીરછી જાદુથી છે ભરેલી
ખુબસુરત જોબનથી ઠરેલી
મારી સુની મહુલી હું જોગણ વિયોગણ
અકેલી નવેલી ફરૂ હું......રંગીલા સૈયાં......

## અંક બીજો સમાપ્ત

# અંક ત્રીજો.



## યશવંત એડીલા— ૧૯

યશવંત—જોબન ભવન મોઝાર કરતો આ ભ્રમર ગુંજાર
ખીલેલા કમળની બહાર શોધે આ ભ્રમર ગુલનાર
મારી કાયા કમળ સમાન ભોગી ભ્રમર છો દીલજાન
જાણે ચપળાનો ચમકાર ગોરી આંખો જાદુગાર
રાજા એવુ તારૂં રૂપ જાણે કામદેવનો કુપ
તારી આંખ કરે તોફાન ભુલ્યો એડીલા ભાન—જોબન

## નાયકાઓ— ૨૦

કોઇ હાંજી લે મનાકે કોઇ લાવો તો સહી
મોરો બાલમ રૂઠો જાયરે.......
બ્હોત મનાયો મયને પરનહિ માન્યો
કીધ બીધ લાવું સમજાય......
કબ હુ ન ભઈ મોસે ચુક પીયરવા
તુમ બીન કછુ ના શોહાયરે......

## યશવંત-પ્રકોપ-એડીશ- ૨૧

**દીવાન**—કેવા વીલાયતના પ્રેમી નરનાર અપાર ઉદાર બહાર
પ્રેમી હજાર કરતી નાર તારી ન્યારી કળાગોરી ગુલનાર
રંગમાં ઢંગમાં ગોરી નારી મોજમાં તણાય
એક તજે બીજો તજે નીત નીશદીન આ ગુલશાન
વાહરે વિલાયત વાહ વાહ—કેવા૦

આનંદ ! આનંદ ! ! આનંદ ! ! !
શાન્તિ ! શાન્તિ ! ! આનંદ ! ! !



# જાહેર ખબર.

## નીચે લખેલા પુસ્તકો શ્રી દેશી નાટક સમાજનો જ્યાં જ્યાં મુકામ હોય ત્યાંથી મળશે.

૧ સતી સંયુક્તા
૨ સંગીત લીલાવતી
૩ પવિત્ર લીલાવતી
૪ સતી પાર્વતી
૫ અશ્રુમતી
૬ રામ વિયોગ
૭ મ્યુનીસીપલ મે
૮ રાજ કુમાર
૯ સરદારબા
૧૦ ઉમાદેવડી
૧૧ વાણીવેલી
૧૨ નિજ્યા વિજય
૧૩ મદન મંજરી
૧૪ ઉદયભાણુ
૧૫ મોહીનીચંદ્ર
૧૬ ગીતા સુંદરી
૧૭ સતી સીતા
૧૮ ભદ્રાયુ
૧૯ સતી દ્રૌપદી
૨૦ અસુરીમાયા
૨૧ શ્રી સન્યાસી
૨૨ જાલીમ ઝુલીયા
૨૩ સતી પદ્માણી
૨૪ અજીતસીંહ
૨૫ રૂકિમણી હરણ
૨૬ સતી દમયંતી
૨૭ કેસર કીશોર
૨૮ સુભદ્રા હરણ
૨૯ ઉર્વશી
૩૦ રાઠોડ કન્યા
૩૧ પવિત્ર લક્ષ્મી
૩૨ કુસુમલતા
૩૩ ઉસા કુમારી
૩૪ મુક્તાવલી
૩૫ અભયસીંહ
૩૬ કર્મકળ
૩૭ નરસીંહ મહેતા
૩૮ સગાળશા
૩૯ કૃષ્ણ સુદામા
૪૦ મહાકવિ કાળિદાસ
૪૧ રાજરત્ન
૪૨ પ્રહ્લાદ વિજય
૪૩ કૌરવ પાંડવ ભા ૧
૪૪ જાળંદર સતી વૃંદા
૪૫ કૌરવ પાંડવ ભા. ૨
૪૬ લલીતપ્રિયા
૪૭ સૌંદર્ય વિજય
૪૮ દેવી દેવહુતી
૪૯ મહારાજા અશોક
૫૦ સતિ સુલોચના
૫૧ સરસ્વતી ચંદ્ર
૫૨ બોલતો કાગળ
૫૩ સિદ્ધાર્થ બુદ્ધ
૫૪ દગાબાજ દુનિ
૫૫ દેવી દમયંતી
૫૬ માયાવી વીર
૫૭ મયુરધ્વજ
૫૮ વિજયધ્વજ
૫૯ વલ્લભીપતિ
૬૦ વસંત-વીણા
૬૧ કામલતા
૬૨ સત્યવાદી હરિશ્ચંદ્ર
૬૩ દેશોન્નતિ
૬૪ માનળ મુંજાલ
૬૫ દીવાન
૬૬ રાજ સંસા
૬૭ લક્ષ્મી
૬૮ વીર પુજન
૬૯ સમાજ સે
૭૦ વીર રમણી
૭૧ દેવી દેવાથલ
૭૨ દેશ દીપક
૭૩ સત્તાનો મદ
૭૪ કીર્તિસ્થંભ
૭૫ અજય ધાર

શ્રી દેશી ના. સમાજ—હરગોવીંદદાસ જેઠાભાઇ શાહ.